योगीन्द्र श्री भर्तृहरि विरचित

# નીતિ શતક

## સમશ્લોકી ભાષાંતર સહીત.



ભાષાંતરકર્ત્તા:

મહંતશ્રી મનઃસુખનાથજી સુંદરનાથજી
ગોરક્ષમઢી

योगीन्द्र श्री भर्तृहरि विरचित

# નીતિ શતક

## સમ શ્લોકી ભાષાંતર સહીત.




ભાષાંતરકર્તા:

મહંતશ્રી મનઃસુખનાથજી સુંદરનાથજી

ગોરક્ષમઢી

# ગ્રન્થોત્સર્ગ.

સ્વર્ગસ્થ પરમપૂજ્ય

શિરછત્ર પિતાશ્રી મહંતશ્રી

સુંદરનાથજી પ્રભાતનાથજીના

સદ્ગત આત્માને

કિંચિત્

ઋણમુક્તિ અર્થે

સમર્પી

કૃતાર્થ સમજતો આજ્ઞાંકિત પુત્ર

મનઃસુખનાથ

# પ્રાસ્તાવિક નિવેદન

ઈ. સ. ૧૯૨૨–૨૩ ના અરસામાં મ્હારા અંગ્રેજી અભ્યાસમાં બીજી ભાષા તરીકે સંસ્કૃતમાં મ્હને મહાત્મા ભર્તૃહરિજીનાં નીતિ અને વૈરાગ્ય શતકો ચાલેલાં. તે સમયે તે શતકો પ્રત્યે મ્હને કોઇ અનેરી પ્રીતિ ઉદ્ભવેલી અને તેને લઇને હું તે શતકોનું સમશ્લોકી ભાષાંતર કરવા પ્રેરાયો.

ચાલુ અભ્યાસે મેં નીતિશતકના બે–ચારેક શ્લોકોનાં યથામતિ સમશ્લોકી ભાષાંતરો કરી તે વખતના મ્હારા સંસ્કૃત શિક્ષક રા. રા. તનસુખરાય છોટમલાલ ઓઝા બી. એ. ને બતાવ્યાં અને તેઓએ ભાષાંતરો કરવા બાબત મ્હને કેટલીક ઉપયોગી સૂચનાઓ દર્શાવી એ માર્ગમાં ઉત્સાહી કર્યો; જે માટે તેઓનો ઉપકાર અદ્યાપિ પર્યંત પણ હું ભૂલી શકતો નથી.

અભ્યાસ છોડયા બાદ અવકાશના સમયે ભાષાંતર કરવાનું કાર્ય શરૂ કર્યું અને ધીમે ધીમે પણ લગભગ સાતેક વર્ષના સમય પછી પહેલા નીતિશતકનું ભાષાંતર બહાર પાડવા હું શક્તિમાન થયો છું એ માત્ર શ્રીનાથજીની કૃપાનું ફળ છે.

હું કવિ નથી તેમ કવિતા કરવાની મ્હારામાં કાંઇ પણ શક્તિ હોય એમ હું માનતો નથી; કિન્તુ એક પ્રકારની હૃદયની પ્રબળ ઇચ્છાને વશ થઈને મ્હેં આ ભાષાંતર કર્યું છે. પિંગળ–વ્યાકરણ આદિના દોષો હશે પરંતુ વાંચક વૃન્દ મ્હારો પહેલો પ્રયાસ ગણી તે બદલ મ્હને ક્ષમા આપશે એવી આશા રાખું તો તે અસ્થાને નહીં ગણાય.

શબ્દે શબ્દનું ભાષાંતર બની શક્યું નથી તેમ મૂળ શ્લોકની ખૂબીઓ અને રસની જમાવટ પણ ભાષાંતરમાં આંગોપાંગ ઉતરી હોય એમ હું માનતો નથી છતાં પણ પ્રત્યેક શ્લોકનો ભાવાર્થ જાળવવા યથામતિ પ્રયત્ન કર્યો છે.

છેલે વાંચકવૃંદ પ્રત્યે એટલું જ માગી લઉંછું કે જે કાંઈ દોષ દેખાય કિંવા સુધારો કરવાની અગત્ય જે કોઈ સજ્જનના લક્ષ્યમાં આવે તે મ્હને સુચના કરવા કૃપા કરે એટલે તે માટે દ્વિતીયાવૃત્તિના પ્રસંગે ઘટતું કરી શકાય.

કઠિન શબ્દોના અર્થો ટિપ્પણીમાં દર્શાવ્યા છે.

सुज्ञेषु किं बहुना ?

ભાષાંતરકર્ત્તા.

योगीन्द्र महात्मा श्री भर्तृहरि विरचित

# નીતિ શતકનું

## સમશ્લોકી ભાષાંતર.



योगीन्द्र श्री भर्तृहरिकृत

# નીતિ શતક

## સમશ્લોકી ભાષાંતર સહિત

---

### મંગળાચરણ

**अनुष्टुभ्वृत्तम्**

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥१॥

ભાષાંતરઃ—

અવિનાશી દિશા-કાલે,[1] જે ચિન્મૂર્તિ,[2], અનન્ત, ને
છે આત્મજ્ઞાન સારાંશે, નમું તે શાન્ત, તેજને.[3] ૧

### કામ-નિન્દા

**वसंततिलकावृत्तम्**

यां चिन्तयामि सततं मयि सा विरक्ता
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।

---

૧ પૂર્વાદિ દશ દિશા અને ભૂતાદિ ત્રણ કાલ. ૨ ચૈતન્ય સ્વરૂપ. ૩ પ્રકાશમય બ્રહ્મને.

अस्मत्कृते च परितुष्यति काचिदन्या

धिक् तां च तं च मदनं च इमां च मां च ॥२॥

ભાષાંતરઃ—

ચાહું, રહે અળગી તે મુજથી સદાય,
ચાહે બીજો જ નર, તે વળી અન્ય મ્હાય,
તે અન્ય કૈં મુજવડે પરિતોષ[1] પામે;
ધિક્કાર હો મદનને, મુજને, તમામે[2]. ૨

અજ્ઞ વિષે.

आर्या.

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।

ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रञ्जयति ॥३॥

ભાષાંતરઃ—

અજ્ઞ સુખે સમજે છે, જ્ઞાની ઘણા સુખથી સમજે નકી,
અલ્પજ્ઞાની ન સમજે, બ્રહ્માતણા સમજાવ્યા થકી. ૩

पृथ्वीवृत्तम्

प्रसह्य मणिमुद्धरेन्मकरवक्त्रदंष्ट्राङ्कुरात्

समुद्रमपि संतरेत्प्रचलदूर्मिमालाकुलम्

भुजङ्गमपि कोपितं शिरसि पुष्पवद्धारये-

न्न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥४॥

---

૧ સંતોષ. ૨ તે સ્ત્રી જે મારાથી વિરક્ત છે, તે જેમાં આસક્ત છે તે તથા તે વળી જેમાં આસક્ત છે તે સહુને.

**ભાષાંતરઃ—**

મણિ બળવડે કરી મગર દાઢથી લૈ શકે,
કદિ નિધિ તરંગથી[1] ઉછળતો તરી જૈ શકે,
ફણી[2] કુપિત પુષ્પવત્ શિર પરે ધરી કૈં શકે,
પરંતુ મન મૂર્ખનું હઠિલું રાજી ના થૈ શકે. ૪

**पृथ्वीवृत्तम्**

**लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन्**
**पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः।**
**कदाचिदपि पर्यटञ्शशविषाणमासादयेत्**
**न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ ५ ॥**

**ભાષાંતરઃ—**

કદિ બહુ શ્રમે પીસી રજથી[3] તેલને લૈ શકે,
નિવારણ તૃષાતણું મૃગજળે કરી દૈ શકે,
કદિ શશ-વિષાણુયે[4] ભટકતાં મળી કૈં શકે;
પરંતુ મન મૂર્ખનું હઠિલું રાજી ના થૈ શકે. ૫

**शार्दूलविक्रीडितवृत्तम्**

**व्यालं बालमृणालतन्तुभिरसौ रोद्धुं समुज्जृम्भते**
**छेत्तुं वज्रमणीञ्छिरीषकुसुमप्रान्तेन संनह्यते।**
**माधुर्यं मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधेरीहते**
**नेतुं वाञ्छति यः खलान्पथि सतां सूक्तैः**
**सुधास्यन्दिभिः**

---

૧ મોજાં. ૨ સર્પ. ૩ રેતી. ૪ સસલાનાં શિંગડાં.

ભાષાંતરઃ—

ઇચ્છે તે મૃદુ—પદ્મ[1]—તન્તુ થકી રે ! નાગેન્દ્રને[2] બાંધવા,
હીરાને વળી તે શિરીષ[3] ફુલની ધારે થકી કાપવા
ને, તે પીયૂષ[4]—બિન્દુથી જ કરવા ખારા નિધિને મથે;
જે સુધા[5] સમ વાક્યથી જ ખલને લે'વા ચહે સુપથે. ૬

## उपजातिवृत्तम्

स्वायत्तमेकान्तगुणं विधात्रा
विनिर्मितं छादनमज्ञतायाः ।
विशेषतः सर्वविदां समाजे
विभूषणं मौनमपण्डितानाम् ॥ ७ ॥

ભાષાંતરઃ—

રચ્યો વિધિએ ગુણ એક જાણું,
સ્વાધીન ને છાદન અજ્ઞતાનું;
વિશેષતઃ વિજ્ઞ[6] સમાજ જ્યાંય
અજ્ઞાનીનું ભૂષણ મૌન થાય. ૭

## शिखरिणीवृत्तम्

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवं
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ।

---

૧ કમળ. ૨ હાથી. ૩ એક પ્રકારનું કોમળ પુષ્પ. ૫ અમૃત.
૬ પંડિત.

**यदा किंचित्किंचिद् बुधजनसकाशा वगतं**
**तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे ऽपगतः ॥८॥**

ભાષાંતરઃ—

હતો કિંચિદ્[1] જ્ઞાની, ગજસમ મદે અંધ જ હતો;
મ્હને ગર્વેથી હું હૃદયમહિં સર્વજ્ઞ ગણુતો.
શિખ્યો થોડું થોડું બુધજન[2] કનેથી; સમજીને,
"અરે! મૂર્ખો છું હું", જ્વરસમ ગયો ગર્વ ત્યજીને. ૮

**રિણીવૃત્તમ્**

**कृमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं**
**निरुपम रसं प्रीत्या स्वादन्नरास्थि निरामिषम् ।**
**सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शङ्कते**
**नहि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम्॥९॥**

ભાષાંતરઃ—

કૃમિ[3]વર્તો ભર્યું, લાળે ભીનું, સુકું, ન દિઠું ગમે,
પ્રીતથી કુતરો ચાટે અસ્થિ મનુષ્યનું જે સમે,
શરમ ન કરે પાસે ઉભા સુરેન્દ્ર[4] નિહાળતાં;
નવ કંઈ ગણે ક્ષુદ્ર પ્રાણી પરિગ્રહ-તુચ્છતા.[5] ૯

---

૧ અલ્પ. ૨ પણ્ડિત. ૩ જીવડા. ૪ ઇન્દ્ર. ૫ બીજા પાસેથી લેવામાં રહેલી નીચતા.

शिखरिणीवृत्तम्

शिरः शार्वं स्वर्गात्पतति शिरसस्तात्क्षितिधरं
महीध्रादुत्तुङ्गादवनिमवनेश्चापि जलधिम् ।
अधो गङ्गा सेयं पदमुपगता स्तोकमथवा
विवेकभ्रष्टानां भवतिविनिपातः शतमुखः ॥१०॥

ભાષાંતરઃ—

પડી શંભુ શિરે સ્વરગથી, પછી શૈલ-શિખરે,
ઢળી ભૂમિ ત્યાંથી, પછી વહી, નિધિમાં જઇ ઠરે;
પડી નીચે પામી પદવી લઘુ ગંગા જ્યમ અરે!
વિવેક-ભ્રષ્ટોનો[1] શતમુખ બને પાત જ ખરે !! ૧૦

शार्दूलविक्रीडितवृत्तम्

शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो
नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ।
व्याधिर्भेषजसंग्रहैश्च विविधैर्मन्त्रप्रयोगैर्विषम्
सर्वस्यौषधमास्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम्

ભાષાંતરઃ—

અગ્નિ વારી શકાય વારિ થકી, ને છત્રે રવિ તાપને[2],
હાથી તીક્ષ્ણ અંકુશેથી, પશુઓ, ગો–ગર્દભો, તાડને[3],

---

૧ સારાસારના વિચારથી ભ્રષ્ટ થયેલા. ૨ તડકો. ૩ દંડ પ્રહારથી.

રાગો ભેષજ[1] સેવનેથી, વિષ સૌ મંત્ર પ્રયોગો વડે;
શાસ્ત્રે ઔષધ સર્વનું, પણ અરે ! મૂર્ખોતણું ના જડે. ૧૧

उपजाति वृत्तम्

साहित्यसङ्गीतकलाविहीनः
साक्षात्पशुः पुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमान-
स्तद्भागधेयं परमं पशूनाम् ॥ १२ ॥

ભાષાંતરઃ—

સાહિત્ય-સંગીત-કલા વિહીન,
પશુ નક્કી પુચ્છ-વિષાણુ[2] હીન;
ખાતા નથી ઘાંસ છતાં જીવે છે,
મ્હોટું પશુઓ તણું ભાગ્ય એ છે. ૧૨

इन्द्रवज्रावृत्तम्

येषां न विद्या न तपो न दानं
ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता
मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १३ ॥

ભાષાંતરઃ—

જેમાં નથી રે ! તપ, ધર્મ દાન,
વિદ્યા, સદાચાર, ગુણો, ન જ્ઞાન.

---

૧ ઔષધ. ૨ શિંગ.

તે મૃત્યુલોકે થઇ ભારવન્તા;
મનુષ્યરૂપે પશુઓ ભમન્તા. ૧૩

## अनुष्टुभ्वृत्तम्

वरं पर्वतदुर्गेषु भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥ १४ ॥

ભાષાંતરઃ—

સારૂં વનચરો[1] સાથે ફરવું વન–ડુંગરે,
નહોત્નો મૂર્ખ સંગાથ ઇન્દ્રના ભવને અરે ! ૧૪

## शार्दूलविक्रीडितवृत्तम्

शास्त्रोपस्कृतशब्दसुन्दरगिरः शिष्यप्रदेयागमा
विख्याताः कवयो, वसन्ति विषये यस्य प्रभोर्निर्धनाः ;
तज्जाड्यं वसुधाधिपस्य कृपणता ह्यर्थं विनाधीश्वराः
कुत्स्याः स्युः कुपरीक्षका न मणयो यैरर्घतः
पातिताः ॥१५॥

### વિદ્વાનની પ્રશંસા

ભાષાંતરઃ—

જેની વાણી મધુર શાસ્ત્ર થકી છે, ને શાસ્ત્ર શિખ્યા સમા–
શિષ્યોને, કવિ તે પ્રસિદ્ધ વસતા પીડાઈ જ્યાં દૈન્યમાં,[2]
તો ત્યાંના જડભૂપ, શ્રેષ્ઠ કવિ છે લક્ષ્મી વિના છો દિસે;
રત્નો છે ન જુઠાં, ઝવેરી ગણવા જુઠા પરિક્ષા વિષે. ૧૫

---

૧ જંગલી પશુઓ. ૨ ગરીબીમાં.

शार्दूलविक्रीडितवृत्तम्

हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति यत्सर्वदा
ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम्।
कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमन्तर्धनं
येषां तान् प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते

ભાષાંતરઃ—

છે પ્રત્યક્ષ[1] છતાં હરાય[2] નહિં, જે કલ્યાણને પોષતું,
આપ્યે યાચકને[3] ઘટે ન ઉલટું વૃદ્ધિ બહુ પામતું.
કલ્પાન્તે નવ નષ્ટ થાય, ધન જે વિદ્યા રૂપી ગુપ્ત હો-
જેમાં તે પ્રતિ ગર્વ ભૂપ ન કરો, સ્પર્ધી શકે કો ?
કહો. ૧૬

मालिनीवृत्तम्

अधिगतपरमार्थान्पण्डितान्मावमंस्था-
स्तृणमिव लघु लक्ष्मीर्नैव तान्संरुणद्धि ।
अभिनवमदलेखाश्यामगण्डस्थलानां
न भवति बिसतन्तुर्वारणं वारणानाम् ॥ १७ ॥

ભાષાંતરઃ—

નવ અવગણજો કૈં પ્રાજ્ઞ[4] પમાર્થી જે છે,
તૃણ સમ લઘુ લક્ષ્મી રોકી તે ના શકે છે.

---

૧ નજરે દેખાય તેવું. ૨ ચોરી જવાય. ૩ શીખવાની ઇચ્છા-વાળાને. ૪ પંડિત.

નવિન મદ ઝરન્તાં શ્યામ ગણ્ડે[1] પ્રમત્ત[2]—
ગજ વશ કરવાને પદ્મ-તન્તુ[3] અશક્ત. ૧૭

वसन्ततिलकावृत्तः

अम्भोजिनीवननिवासविलासमेव
हंसस्य हन्ति नितरां कुपितो विधाता।
न त्वस्य दुग्धजलभेदविधौ प्रसिद्धां
वैदग्ध्यकीर्तिमपहर्तुमसौ समर्थः ॥ १८ ॥

ભાષાંતરઃ—

હંસો તણાં કમલના વનના નિવાસ--
ક્રોધી બની હરી શકે વિધિ—ને વિલાસ.
ચાતુર્ય-કીર્તિ જળ-દુધ જુદાં કર્યાંની
શક્તિ નથી વિધિ મહીં કંઇ તે હર્યાંની. ૧૮

शार्दूलविक्रीडितवृत्तम्

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला
न स्नानं न विलेपनं न कुसुमं नालङ्कृता मूर्धजाः
वाण्येका समलङ्करोति पुरुषं या संस्कृता धार्यते
क्षीयन्ते खलु भूषणानि सततं वाग् भूषणं भूषणं

ભાષાંતરઃ—

કેયૂરો[4] નહિં, શ્વેત ચન્દ્ર સરખા હારો નહિં શોભશે,
ન્હાવું, લેપન,[5] પુષ્પ, કેશરચના, શોભે'અરે! ના કશે.

---

૧ લમણે. ૨ મસ્તાન. ૩ કમળનો તાંતણો. ૪ બાજુબંધો.
૫ ચંદન ઇત્યાદિ સુગંધી પદાર્થોનું લેપન.

શોભાવે બસ એક વાણી નરને સંસ્કાર પામી હશે;
પામે નાશ ન વાણી એક ભૂષણે, જ્યારે બીજાં પામશે. ૧૯

शार्दूलविक्रीडितवृत्तम्

विद्या नाम नरस्य रूपमाधेकं प्रच्छन्नगुप्तं धनं
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः।
विद्या बन्धुजना विदेशगमने विद्या परं दैवतं
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥ २० ॥

ભાષાંતરઃ—

વિદ્યા છે નર રૂપ શ્રેષ્ઠ, ધન છે રક્ષેલ છાનું પુરૂ[1],
વિદ્યા દે યશ-ભોગ-સુખ સહુને, વિદ્યા ગુરૂની ગુરૂ,
વિદ્યા દૈવત મ્હોટું, બાંધવ વળી, વિદ્યા વિદેશો મહિં,
વિદ્યા રાજ્ય મહિં પુજાય, ધન ના; નિશ્ચે પશુ જો નહિં. ૨૦

शार्दूलविक्रीडितवृत्तम्

क्षान्तिश्चेद्वचनेन किं किमरिभिः क्रोधोऽस्ति चेद्देहिनां
ज्ञातिश्चेदनलेन किं यदि सुहृद्दिव्यौषधैः किं फलं
किं सर्पैर्यदि दुर्जनाः किमु धनैर्विद्याऽनवद्या यदि
व्रीडा चेत्किमु भूषणैः सुकविता यद्यास्ति राज्येन किम् ॥ २१ ॥

---

[1] પૂર્ણ.

ભાષાંતરઃ—

શું વાણી થકી, છે ક્ષમા; રિપુથી શું, જો દેહિને[1] ક્રોધ હો;
જો છે જ્ઞાતિ, શું અગ્નિથી; સુહૃદ[2] છે, દિવ્યૌષધિથી કહો;
જો છે દુર્જન, સર્પથી શું; ધનથી, વિદ્યા રૂપી છે મુડી,
લજ્જા છે, ભૂષણે શું; રાજ્ય થકી શું, છે કાવ્ય શક્તિ રૂડી. ૨૧

શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने
प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जनेष्वार्जवम्
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता
ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः

ભાષાંતરઃ—

દાક્ષિણ્ય[3] સ્વજને, દયા પરજને, ને દુષ્ટતા દુર્જને,
પ્રીતિ સાધુજને, નીતિ નૃપજને, નમ્રત્વ વિદ્વદ્જને,
શક્તિ શત્રુજને, ક્ષમા ગુરૂજને, ચાતુર્ય નારીજને;
લોકાચાર ટકેજ તો પુરૂષમાં એવી કલા જો હને. ૨૨

વસંતતિલકાવૃત્તમ્

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥२३॥

---

૧ મનુષ્યને. ૨ સારો મિત્ર. ૩ ઉદારતા.

ભાષાંતરઃ—

સિંચેજ સત્ય વચને, હરી જાડય બુદ્ધિ,
પાપો કરી દૂર, કરે બહુ માન-વૃદ્ધિ,
રાખે પ્રસન્ન મન, ચોગમ[1] કીર્તિ સ્થાપે;
સત્સંગતિ પુરૂષને શું કહો ન આપે.  ૨૩

## अनुष्टुम्वृत्तम्

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशः काये जरामरणजं भयम् ॥२४॥

ભાષાંતરઃ—

જયી છે તે પુણ્યશાલી, રસસિદ્ધ, કવીશ્વરા;
કીર્તિ-દેહે નથી જેના જરા[2] મૃત્યુ ભયે જરા.[3]  ૨૪

## शार्दूलविक्रीडितवृत्तम्

सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः
स्निग्धं मित्रमवञ्चकः परिजनो निःक्लेशलेशंमनः ।
आकारो रुचिरः स्थिरश्च विभवो विद्यावदातं मुखं
तुष्टे विष्टपहारिणीष्टदहरौ संप्राप्यते देहिना ॥२५॥

ભાષાંતરઃ—

સન્માર્ગી દિકરો, પ્રસન્નમનનો સ્વામી, સતી સુન્દરી,
સ્નેહી મિત્ર અધૂર્ત સૌ પરિજનો, ના ક્લેશ ચિત્તે જરી,

૧ ચારે દિશામાં. ૨ વૃદ્ધાવસ્થા. ૩ કિંચિત્માત્ર.

રૂડી આકૃતિ, સ્થિરવિત્ત, મુખડું સોહન્તું વિદ્યા વડે;
સૃષ્ટિધારક—ઇષ્ટદ[1]—પ્રભુ કૃપા છે, તો જને સાંપડે. ૨૫

**स्रग्धरावृत्तम्**

**प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं**
**कालेशक्त्या प्रदानं युवतिजनकथामूकभावः**
**परेषाम् ।**
**तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा**
**सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष**
**पन्थाः ॥ २६ ॥**

**ભાષાંતરઃ—**

પ્રાણઘાતે નિવૃત્તિ, પરધનહરવે કાબુ[2] ને, સત્ય કે'વું,
દાનો શક્તિ પ્રમાણે, પરયુવતિ તણી વાતમાં મૌન રે'વું,
રોકે આશા પ્રવાહો, વિનય ગુરૂ વિષે, પ્રાણી માત્રે દયા હો;
એ છે સામાન્ય સર્વે શ્રુતિમહિં જનના શ્રેયના શુભ રાહો.[3] ૨૬

**वसन्ततिलकावृत्तम्**

**प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः**
**प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।**
**विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः**
**प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥**

---

૧ મનોવાંછિત ફળ આપનારા. ૨ સંયમ. ૩ માર્ગો.

ભાષાંતરઃ—

વિઘ્ને ડરી નીચ કરે નહીં કાર્ય કોઇ,
આરંભી મધ્યમ તજે યદિ વિઘ્ન હોઈ,
વિઘ્નો નડે ફરી, ફરી, ફરીને તથાપિ
આરંભી ઉત્તમજનો ન તજે કદાપિ. ૨૭

शिखरिणीवृत्तम्

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरम्
त्वसन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यः कृशधनः।
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महताम्
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥२८॥

ભાષાંતરઃ—

ગમે ન્યાયી વૃત્તિ, મલિન મરણે ના કંઇ ધરે,
ન દુષ્ટોને યાચે, કૃશધન[1] સખાને કદિ અરે!
વિપત્તે રૂહે ઉંચા, મહદ પથ ગામી વળી બને;
કહ્યાં શક્તિધારા વ્રત કઠિન કોણે સુજનને. ૨૮

માનશૌર્યની પ્રશંસા

शार्दूलविक्रीडितवृत्तम्

क्षुत्क्षामोऽपि जराकृशोऽपि शिथिलप्राणोऽपि कष्टां दशा-
मापन्नोऽपि विपन्नदीधितिरपि प्राणेषु नश्यत्स्वपि ।

---

૧ દરિદ્રી.

मत्तेभेन्द्रविभिन्नकुम्भपिशितग्रासैकबद्धस्पृ .:
किं जीर्णं तृणमत्ति मानम .तामग्रेसरः कस .॥

ભાષાંતરઃ—

ભૂખેથી દુબળો, જરાર્થો કૃશને દુઃખી દશામાં હશે,
ઢીલો, કાન્તિ હીણો થશે, સમય છો મૃત્યુ તણો આવશે;
તોયે મત્ત-કરીન્દ્ર[1] કુંભસ્થળના લેવા ઇચ્છે ગ્રાસને
એવો અગ્રણી માનીનો મૃગપતિ[2] ખાશે સુકા ઘાસને? ૨૯

शार्दूलविक्रीडितवृत्त-

स्वल्पं स्नायुवसाव.ोष.ालेनं निर्मांसमप्यस्थिगोः
श्वा लब्ध्वा परितोषमेति न तु तत्तस्य क्षुधाशान्तये
सिंहो जम्बुकमङ्कमागतमपि त्यक्त्वा नि.न्ति द्विपं
सर्वः कृच्छ्रगतोपि वाञ्छति जनः सत्वा.रूपं
.... ॥ ३० ॥

ભાષાંતરઃ—

સ્નાયુ-ચર્બીથી મેલું, સ્વલ્પ, વૃષનું[3], નિર્માંસ છે અસ્થિ જે
પામી શ્વાન, ભલે ન ભૂખ શમવે, સંતુષ્ટ થૈ ને રિઝે.
આવ્યું હાથ શિયાળ સિંહ તજીને, માતંગને મારશે;
કષ્ટેયે, ફલની સ્પૃહા સહુજને શક્તિ પ્રમાણે વસે. ૩૦

---

1 હાથી. 2 સિંહ. 3 બળદનું.

वसन्ततिलकावृत्तम्

लाङ्गूलचालनमधश्च रणावपातं
भूमौ निपत्य वदनोदरदर्शनं च ।
श्वा पिण्डदस्य कुरुते गजपुंगवस्तु
धीरं विलोकयाति चाटुशतैश्च भुंक्ते ॥३१॥

ભાષાંતરઃ—

નીચો નમે ચરણમાં, પુંછ પટ્ પટાવે,
ભૂમિ પડી વદન-પેટ વળી બતાવે
શ્વાનેય પિણ્ડદ[1] કને; પણ શ્રેષ્ઠ હાથી
ધીરે વિલોકોં જમશે બહુ પ્રાર્થનાથી. ૩૧

अनुष्टुभवृत्तम्

परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।
स जातो येन जातेन याति वंशः समुन्नातिम् ।३२।

ભાષાંતરઃ—

ભ્રમણશીલ સંસારે મરી કોણ ન જન્મતો?
તે જન્મ્યો જન્મથી જેના વંશ ઉન્નતિ પામતો. ૩૨

अनुष्टुभ्वृत्तम्

कुसुमस्तबकस्येव द्वयी वृत्तिर्मनीषिणः ।
मूर्ध्नि वा सर्वलोकस्य विशीर्येत वनेऽथवा ॥३३॥

---

૧ ભોજન આપનાર.

ભાષાંતર:—

મનસ્વી લોકની વૃત્તિ પુષ્પગુચ્છ શી બે બને,
સર્વ લોકો તણે શિરે કે સુકાઇ જવું વને. ૩૩

शार्दूलविक्रीडितवृत्तम्

सन्त्यन्येऽपि बृहस्पतिप्रभृतयः संभाविताः पञ्चषा-
स्तान्प्रत्येष विशेषविक्रमरुची राहुर्न वैरायते ।
द्वावेव ग्रसते दिनेश्वरनिशाप्राणेश्वरौ भास्वरौ
भ्रान्तःपर्वणि पश्य दानवपतिः शीर्षावशेषीकृतः ३४

ભાષાંતર:—

બીજા છે ગુરૂ આદિ પાંચ છ વડા વ્યોમે ગ્રહો રે! નકી,
રાહુ ઇચ્છો અધિક શૌર્ય ન કરે કૈં વૈર તેઓ થકી.
તેજસ્વી બસ બે દિનેશ્વર–રવિ ને ચન્દ્ર–રાત્રિપતિ
ફરતાં પર્વ મહિં ગ્રસે અસુરનો જો! નાથ મુંડાકૃતિ[1].

हरिणीवृत्तम्

वहति भुवनश्रेणीं शेषः फणाफलकस्थितां
कमठपतिना मध्ये पृष्ठं सदा स विधार्यते ।
तमपि कुरुते क्रोडाधीनं पयोधिरनादरा-
दहह महतां निःसीमानश्चरित्रविभूतयः ॥३५॥

ભાષાંતર:—

સકલ જગને ધારી રાખે અનન્ત[2] ફણા[3] પરે,
કમઠ[4] પતિયે તેને જૂઓ! સ્વપીઠ વચે ધરે,

૧ જેનું માથું શેષ છે એવો રાહુ. ૨ શેષનાગ. ૩ ફેણુ. ૪ કાચબો.

નિજ ઉદરમાં તેને રાખે નિધિ શ્રમ ના ગણી;
હદ નથી અહો! મ્હોટાઓની ચરિત્ર-ભૂતિ[1] તણી.

शिखरिणी वृत्तम्

वरं पक्षच्छेदः समदमघवन्मुक्तकुलिश-
प्रहारैरुद्गच्छद्बहलदहनोद्गारगुरुभिः ।
तुषाराद्रेः सूनोरहह पितरि क्लेशविवशे
न चासौ संपातः पयसि पयसां पत्युरुचितः ॥३६॥

ભાષાંતરઃ--

મુકેલા ઇન્દ્રે હા! અગન ઝરતા તે કુલિશના[2]—
પ્રહારે પાંખોનું અનુચિત કપાવું હતુંજ ના;
પરંતુ પિતાને દુખિત તજીને અબ્ધિ-ઉદરે,
હિમાદ્રિ-સૂનુને[3] છુપવું હતું ના કૈં ઉચિત રે! ૩૬

आर्या

यदचेतनोऽपि पादैः स्पृष्टः प्रज्वलति सवितु-
रिनकान्तः ।
तत्तेजस्वी पुरुषः परकृतविकृतिं कथं सहते ॥३७॥

ભાષાંતરઃ--

સૂર્યકિરણ સ્પર્શેથી રવિ-મણિ જડયે ગરમ બની જાયે;
તો પરકૃત વિકૃતિ[4] કેમ, તેજસ્વી નરથી સ્હેવાયે. ૩૭

---

૧ વિભૂતિ, ઐશ્વર્ય. ૨ વજ્રના. ૩ હિમાલયના પૂત્ર મૈનાક પર્વત. ૪ અનાદર.

आर्या

सिंहः शिशुरपि निपतति मदमलिनकपोलभित्तिषु गजेषु ।
प्रकृतिरियं सत्त्ववतां न खलु वयस्तेजसो हेतुः ॥

ભાષાંતરઃ--

સિંહ શિશુ કુદી પડવું,
ગજ મદ–મલિન–કપોલ પર ઇચ્છે;
વય તેનો નથી હેતુ,
તેજસ્વીમાં સ્વભાવથી છે. ૩૮

દ્રવ્યની પ્રશંસા

शार्दूलविक्रीडितवृत्तम्

जातिर्यातु रसातलं गुणगणस्तस्याप्यधो गच्छतु
शीलं शैलतटात्पतत्वभिजनः संदह्यतां वह्निना ।
शौर्ये वैरिणि वज्रमाशु निपतत्वर्थोऽस्तु नः केवलम्
येनैकेन विना गुणास्तृणलवप्रायाः समस्ता इमे ॥

ભાષાંતરઃ--

જ્ઞાતિ જાય રસાતલે, ગુણ બધા નીચા પડે તે તળે,
શૈલેથી શીલ છો પડે, અભિજનો[1] અગ્નિ વડે છો બળે,
વૈરિણી શુરવીરતા પર પડે છો વજ્ર; કિન્તુ હજો—
લક્ષ્મી જે વિણ સર્વ ગુણ તૃણ શા છે તુચ્છ એ માનજો. ૩૯

---

૧ કુટુમ્બીઓ.

वसन्ततिलकावृत्तः

तानीन्द्रियाणि सकलानि तदेव कर्म
सा बुद्धिरप्रतिहता वचनं तदेव ।
अर्थोष्मणा विरहितः पुरुषः स एव
त्वन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥४०॥

ભાષાંતરઃ--

છે ઇન્દ્રિયો સઘળી તે, સહુ કર્મ તે છે,
છે બુદ્ધિ તીવ્ર વળી તે વચનોય તે છે,
છે તેજ માનવ છતાં ધન હીન થાય;
આશ્ચર્ય એ ! ક્ષણ મહીં બદલાઈ જાય. ૪૦

उपजातिवृत्तः

यस्यास्ति वित्तं स नरः कुलीनः
स पण्डितः स श्रुतवान् गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः
सर्वे गुणाः कांचनमाश्रयन्ते ॥ ४१ ॥

ભાષાંતરઃ--

જેની કને દ્રવ્ય કુલીન થાય,
શાસ્ત્રજ્ઞ, પણ્ડિત, ગુણી ગણાય,
વક્તા, રૂડો દર્શન યોગ્ય થાય
વસે ગુણો કાંચનમાં બધાય. ૪૧

शार्दूलविक्रीडित वृत्तम्

दौर्मन्त्र्यान्नृपतिर्विनश्यति यतिः सङ्गात्सुतो लालना-
द्विप्रोऽनध्ययनात्कुलं कुतनयाच्छीलं खलोपासनात् ।
ह्रीर्मद्यादनवेक्षणादपि कृषिः स्नेहः प्रवासाश्रया-
न्मैत्री चाप्रणयात्समृद्धिरनयात्त्यागात्प्रमादाद्धनम्

ભાષાંતરઃ—

મંત્રી દુષ્ટથી નાશ થાય નૃપનો; સંગે જતી; લાલને[1]—
પુત્રો; વિપ્ર ભણે ન; કુલ કપુતે; શીલે[2] ખલોપાસને[3];
ખેતી ભાળ વિનાથી; લાજ મધુથી[4]; પ્રીતિ પ્રવાસે જતાં
મૈત્રી અપ્રણયે; ઋદ્ધિ[5] અનયથી[6]; લક્ષ્મી પ્રમાદી થતાં. ૪૨

आर्या

दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति ॥

ભાષાંતરઃ—

દ્રવ્ય તણી ત્રણ ગતિઓ, દાન, ભોગ ને વિનાશ કેહવાયે,
દાન, ભોગ કરશે ના, જરૂર ત્રીજી ગતિ તો થાયે. ૪૩

---

૧ લાડથી. ૨ સદાચાર. ૩ નીચ મનુષ્યના સેવનથી. ૪ દારૂથી.
૫ વૈભવ. ૬ અનીતિથી.

शिखरिणीवृत्तम्

मणिः शाणाल्लीढः समरविजयी हेतिनिहतो
मदक्षीणो नागः शरदि सरितः श्यानपुलिनाः।
कलाशेषश्चन्द्रः सुरतमृदिता बालवनिता
तनिम्ना शोभन्ते गलितविभवाश्चार्थिषु नृपाः॥४४॥

ભાષાંતરઃ—

મણિ શાણે[1] કાપ્યો, જયી ભટ[2] ઘવાયો સમરમાં[3],
મદે હીણો હાથી, નદી તટ સુકેલી શરદમાં[4],
કલાશેષી[5] ઈન્દુ[6], રતિશ્રમિત થૈ બાલ-પ્રમદા,
અતિ દાને રાજા વિભવહીન; શોભે ક્ષીણ સદા. ૪૪

शिखरिणीवृत्तम्

परिक्षीणः कश्चित्स्पृहयति यवानां प्रसृतये
स पश्चात्संपूर्णः कलयति धरित्रीं तृणसमाम् ।
अतश्चानैकान्त्याद् गुरुलघुतयाऽर्थेषु धनिना-
मवस्था वस्तूनि प्रथयति च सङ्कोचयति च ।४५।

ભાષાંતરઃ—

ગરીબીમાં જે કો' મુઠીભર યવોને તરસતા,
ગણે તે પૃથ્વીને તૃણ સદૃશ સંપન્ન[7] બનતાં;

---

૧ સરાણે. ૨ યોદ્ધો. ૩ રણમાં. ૪ શરદઋતુમાં. ૫ કળાથી ઓછો થયેલો (બીજનો). ૬ ચન્દ્ર. ૭ ધનાઢ્ય.

અનેકાન્તે એથી, ગુરૂ લઘુપણાને લઇ ક્રરે
અવસ્થા, વસ્તુને વધુ ઘટુ, ધનાઢયો તણી અરે ! ૪૫

वसन्ततिलकावृत्तम्

राजन् ! दुधुक्षसि यदि क्षितिधेनुमेतां
तेनाद्य वत्समिव लोकममुं पुषाण ।
तस्मिंश्च सम्यगनिशं परिपोष्यमाणे
नानाफलैः फलति कल्पलतेव भूमिः ॥ ४६ ॥

ભાષાંતરઃ—

દોહ્વા ચહે નૃપતિ જો મહિ[1] રૂપી ધેનુ,
તો પાળ્ય વત્સ[2] સમ લોક સમૂહ, જેનું-
પ્હેલાં કર્યે અનિશ[3] પોષણ પૂર્ણ વ્હાલે;
ભૂમિ ફળો વિવિધ કલ્પલતાશી ફાલે. ૪૬

वसन्ततिलकावृत्तम्

सत्याऽनृता च परुषा प्रियवादिनी च
हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या ।
नित्यव्ययया प्रचुरनित्य धनागमा च
वेश्याङ्गनेव नृपनीतिरनेकरूपा ॥ ४७ ॥

ભાષાંતરઃ—

મીઠું, કઠોર વળી સત્ય, અસત્ય કે'છે;
ઘાતી, દયાળુ વળી સ્વાર્થી, ઉદાર રે'છે;

---

૧ પૃથ્વી. ૨ વાછરડાં. ૩ રાત્રિદિવસ.

ભેળું કરે અગર ખર્ચતી દ્રવ્ય નિત્યે;
વેશ્યા સરીખી નૃપ નીતિય એજ રીતે. ૪૭

ॱालिनीवृत्तम्

आज्ञा कीर्तिः पालनं ब्राह्मणानां
दानं भोगो मित्रसंरक्षणं च ।
येषामेते षड्गुणा न प्रवृत्ताः
कोऽर्थस्तेषां पार्थिवोपाश्रयेण ॥ ४८ ॥

ભાષાંતરઃ—

આજ્ઞા, કીર્તિ, પાળવું બ્રાહ્મણોનું,
દાનો, ભોગો, રક્ષવું સુહૃદોનું;
જેમાં ના એ ષડ્ગુણો પુર્ષ એવા;
પામે લાભો શા કરી ભૂપ સેવા. ૪૮

शार्दूलविक्रीडितवृत्तम्

यद्धात्रा निजभालपट्टलिखितं स्तोकं महद्वा धनं
तत्प्राप्नोति मरुस्थलेऽपि नितरां मेरौ ततो
नाऽधिकम् ।
तद्धीरो भव वित्तवत्सु कृपणां वृत्तिं वृथा मा कृथाः
कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्यं
जलम् ॥ ४९ ॥

ભાષાંતરઃ—

નિર્મ્યું જે નિજ ભાગ્યમાં વધુ થતું લક્ષ્મી વિધિએ સદા,
તે પામો મરૂભૂમિમાં, અધિક કૈં મેરૂ મળે ના કદા;
દાખો ના દીનતા વૃથા ધનીકને ધારી ધૃતિને[1] તદા
જૂઓ, વારી[2] સમાન સાગર-કૂપે[3] લે' છે ઘડો સર્વદા ૪૯

अनुष्टुभ्वृत्तम्

त्वमेव चातकाधारोऽसीति केषां न गोचरः ॥
किमम्भोदवराऽस्माकं कार्पण्योक्तिं प्रतीक्षसे ।५०।

ભાષાંતરઃ—

આધાર ચાતકોનો તું ઇન્દ્ર! કોણ ન જાણતું,
અમારાં દીન વાકયોની જુએ કાં હજુ રાહ તું? ૫૦

शार्दूलविक्रीडितवृत्तम्

रे रे चातक सावधानमनसा मित्रं क्षणं श्रूयता-
मम्भोदा बहवो वसन्ति गगने सर्वेऽपि नैतादृशाः
केचिद्वृष्टिभिरार्द्रयन्ति वसुधां गर्जन्ति केचिद्वृथा
यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं
वचः ॥ ५१ ॥

ભાષાંતરઃ—

સે'જે ચાતક! સાવધાન મનથી મારૂં જરા સાંભળી,
આભે[4] વાદળીઓ બહુ, પણ નથી સર્વે, સરીખી; વળી–

---

[1] ધીરજને. [2] પાણી. [3] કુવે. [4] આકાશમાં.

કો' ભૂમિ વરસી કરે તર, વૃથા કો' ગર્જતી આકુળી;
તેથી ભાઇ ! ન યાચ દીન વચને જે ભાળ તું વાદળી. ૫૧

## દુર્જન-નિન્દા

द्रुत विलंबितवृत्तम्

अकरुणत्वमकारणविग्रहः
परधने परयोषिति च स्पृहा ॥
सुजनबन्धुजनेष्वसहिष्णुता
प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥ ५२ ॥

ભાષાંતરઃ—

કલહ ફોગટ, નિર્દયતા અને
પરધને, પરનારિનો ચાહ ને
સ્વજન-બાંધવમાં અસહિષ્ણુ[1] રે';
પ્રકૃતિ સિદ્ધ જ છે પુરૂષે બુરે,[2] ૫૨

अनुष्टुभ्वृत्तम्

दुर्जनः परिहर्तव्यो विद्यया भूषितोऽपि सन् ॥
मणिनाऽलंकृतः सर्पः किमसौ न भयंकरः ।५३ ।

ભાષાંતરઃ—

દુર્જન ત્યાગવો નિત્ય છો વિદ્યા થકી શોભતો,
મણિથી શોભતો સર્પ શું ભયંકર ના થતો ? ૫૩

૧ અદેખા. ૨ દુષ્ટ.

शार्दूलविक्रीडितवृत्तम्

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दम्भः शुचौ कैतवं
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे
तत्को नाम गुणो भवेत्स गुणिनां यो दुर्जनैर्नाङ्कितः

ભાષાંતરઃ—

લજ્જાળુ જડ રે! પવિત્ર કપટી, ધર્મી વળી ઢોંગિલા,
શૂરા નિર્દય, મિષ્ટ-ભાષી[1] દીન ને તેજસ્વી તે ગર્વીલા,
સીધા મૂર્ખ, ઠરેલ ચિત્ત નબળા, વક્તા લવારી કહે;
જેમાં દુષ્ટ મુકે ન દોષ, ગુણીમાં એવા ગુણો કયા રહે? ૫૪

शार्दूलविक्रीडितवृत्तम्

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः
सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम्।
सौजन्यं यदि किं गुणैः स्वमहिमा यद्यस्ति किं मण्डनैः
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना

1 મીઠું બોલનારા.

ભાષાંતરઃ—

જો છે લોભ અગુણથી અધિક શું, કૌટલ્ય[1] તો પાપથી,
સાચું તો તપથી જ, શુદ્ધ મન તો શું તીર્થના સ્નાનથી,
જો સૌજન્ય ગુણો થકી, સુયશ જો શું ભૂષણોના ધર્યે,
સુવિદ્યા ધનથી અને કુયશ જો તો મૃત્યુથી શું અરે ! ૫૫

પૃથ्वीवृत्त-

शशी दिवसधूसरो गलितयौवना कामिनी
सरो विगतवारिजं मुखमनक्षरं स्वाकृतेः।
प्रभुर्धनपरायणः सततदुर्गतः सज्जनो
नृपाङ्गणगतः खलो मनासि सप्त शल्यानि मे ॥

ભાષાંતરઃ—

શશી[2] દિવસમાં ફિકો, ગલિત-યૌવના પ્રેમદા,
તળાવ નલિની વિના, મુખ રૂડું ન વિદ્યા તદા,
ધને કૃપણ સ્વામિને, સુજન જાય કુમાર્ગમાં,
ખલે નૃપતિ આંગણે; મુજ મને ય કાંટા સમા. ૫૬

अनुष्टुभ्वृत्तम्

न कश्चिच्चण्डकोपानामात्मीयो नाम भूभुजाम् ।
होतारमपि जुव्हानं स्पृष्टो दहति पावकः ॥५७॥

ભાષાંતરઃ—

બહુ ક્રોધી નૃપાલોનો પોતાનો કોઈ ના કદિ,
હોતાને આહૂતિ દેતાં અગ્નિ બાળે અડે યદિ. ૫૭

---

૧ કુટિલતા. ૨ ચંદ્ર.

मंदाक्रान्तावृत्तम्

मौनान्मूकः प्रवचनपटुश्चाटुलो जल्पको वा
धृष्टः पार्श्वे वसति च तदा दूरतश्चाप्रगल्भः ।
क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ ५८ ॥

ભાષાંતરઃ--

મૌને મુંગો, વચનપટુ જો ચાટુરોગી–લવારી,
પાસે રે'તો નિરલજ, રહે દૂર શર્માળ ભારી,
ક્ષાન્તિ[1] ધાર્યે ભીરૂ, ન સહતો જાતિનો નીચ માને;
સેવા કેરો અતિ ગહન છે ધર્મ, ના યોગિ જાણે. ૫૮

वसन्ततिलकावृत्तम्

उद्भासिताखिलखलस्य विशृङ्खलस्य
प्राग्जातविस्तृतनिजाधमकर्मवृत्तेः ।
दैवादवाप्तविभवस्य गुणद्विषोऽस्य
नीचस्य गोचरगतैः सुखमास्यते कैः ॥ ५९ ॥

ભાષાંતરઃ—

જે માંહિં છે ખલ તણા ગુણનો પ્રકાશ,
છે પૂર્વ–કર્મ થકી દુષ્ટ વૃત્તિ–વિકાસ,

---

૧ ક્ષમા.

સ્વચ્છંદો, દ્વેષિ ગુણનો, ધનો[1] ભાગ્યથી થયો;
એ નીચ દ્રષ્ટિ-પથમાં[2] સુખ કોણ પામ્યો ? ૫૯

[उ]पजातिवृत्तम्

आरम्भगुर्वी क्षयिणी क्रमेण
लघ्वी पुरा वृद्धिमती च पश्चात् ।
दि[न]स्य पूर्वार्धपरार्धभिन्ना
छायेव मैत्री खलसज्जनानाम् ॥ ६० ॥

ભાષાંતરઃ—
પ્હેલાં વડો ટુંકો ક્રમેથી થાતી,
પ્હેલાં ટુંકી મ્હોટી પછીથી થાતી,
દિ'ની[3] પહેલી પછી જેમ છાંય;
છે દુષ્ટ ને સુજ્ઞની મિત્રતાય. ૬૦

आर्या

[मृ]गमीनसज्जनानां तृणजलसंतोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ।६१।

ભાષાંતરઃ—
તૃણ, જલ અને સંતોષ, આજીવિકા મૃગ, મીન, સુજન કેરી;
વ્યાધ,[4] ધીવર[5]ને દુષ્ટો, ફોગટ તેના જગે વેરી.[6] ૬૧

---

૧ ધનાઢ્ય. ૨ નજરમાં અર્થાત્ એનો આશ્રય ગ્રહણ કરી. 3 દિવસની. ૪ પારાધી. ૫ મચ્છીમાર. ૬ શત્રુ.

## સજ્જનોની પ્રશંસા.

शार्दूलविक्रीडितवृत्तम्

वाञ्छा सज्जनसङ्गमे परगुणे प्रीतिर्गुरौ नम्रता
विद्यायां व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ।
भक्तिः शूलिनि शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले-
ष्वेते येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो नरेभ्यो नमः॥

ભાષાંતરઃ—

સાધુ સંગ સ્પૃહા, પ્રીતિ પરગુણે, નમ્રત્વ મ્હોટા પ્રતિ,
વિદ્યા છે વ્યસને, સ્વનારિથી રતિ, લોકાપવાદે ભીતિ,
ભક્તિ શંભુની, શક્તિ આત્મદમને, મુક્તિ ખુરા સંગથી;
જેમાં એ ગુણ સ્વચ્છ[1] છે, નમન હો તે માનવે પ્રેમથી. ૬૨

द्रुतविलंबितवृत्तम्

विपदि धैर्यमथाभ्युदये क्षमा
सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ ६३ ॥

ભાષાંતરઃ—

ધિરજ વિપદમાં, ઉદયે ક્ષમા,
પરિષદે ચતુરી,[2] બલ યુદ્ધમાં,

---

૧ નિર્મલ. ૨ વાક્ય ચાતુર્ય.

શ્રુતિ મહિં રતિ ને યશમાં સ્પૃહા;
પ્રકૃતિસિદ્ધ મહાપુરૂષે[1] રહ્યાં. ૬૩

शिखरिणीवृत्तम्

प्रदानं प्रच्छन्नं गृहमुपगते संभ्रमविधिः
प्रियं कृत्वा मौनं सदसि कथनं नाप्युपकृतेः ।
अनुत्सेको लक्ष्म्यां निरभिभवसाराः परकथाः
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ ६४ ॥

ભાષાંતરઃ—
છુપાં દાનો આપે; પ્રિય કરી રહે મૌન, ન વદે;
અતિથિ સત્કારે; ઉપકૃતિ કથે ના પરિષદે;
પરાઈ વાતોને સ્તુતિ કરી કહે; ગર્વ ન ધને;
કહ્યાં શક્તિધારા વ્રત કઠિન કોણે સુજનને. ૬૪

शिखरिणीवृत्तम्

करे श्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणयिता
मुखे सत्या वाणी विजयिभुजयोर्वीर्यमतुलम् ।
हृदि स्वस्था वृत्तिः श्रुतमधिगतं च श्रवणयो-
र्विनाप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम् ॥६५॥

ભાષાંતરઃ—
કરે[2] શોભે દાને, ગુરૂ ચરણમાં મસ્તક ઢળ્યું,
મુખે સાચી વાણી, વિજયી ભુજમાં શૌર્ય અકળ્યું,[3]

---

૧ મહાત્માજનો. ૨ હાથો. ૩ કળી ન શકાય તેવું-અતુલ.

સુણ્યે શાસ્ત્રો કર્ણો હૃદયમહિં વૃત્તિ નિરમળા;
વિના ઐશ્વર્યે એ મહતજનનાં રૂપ સઘળાં. ૬૫

## अनुष्टुभ्वृत्तम्

संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलम् ।
आपत्सु च महाशैलशिलासंघातकर्कशम् ॥ ६६ ॥

**ભાષાંતરઃ—**

મૃદુ[1] ચિત્તો મહાત્માનાં પદ્મવત્ વિભવે[2] રહે,
આપત્તિમાં મહાશૈલ શિલાવત્ દૃઢતા ગ્રહે. ૬૬

## शार्दूलविक्रीडितवृत्तम्

संतप्तायसि संस्थितस्य पयसो नामाऽपि न ज्ञायते
मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।
स्वात्यां सागरशुक्तिमध्यपतितं सन्मौक्तिकं जायते
प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते ।६७।

**ભાષાંતરઃ—**

વારિ બિન્દુ તપેલ લોહ પડતાં તત્કાળ ઉડી જશે,
મોતીના સરખું સદા કમળના પત્રે પડી શોભશે,
સ્વાતિમાં[3] નિધિ સીપ માંહીં પડતાં મોતી ખરૂં તે થશે;
નીચા, મધ્યમ ને ઉંચા ગુણુ સહુ સંસર્ગથી આવશે. ૬૭

---

૧ કોમલ. ૨ સંપત્તિમાં. ૩ સ્વાતિનક્ષત્રમાં.

वसन्ततिलकावृत्तम्

यः प्रीणयेत्सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम्
तन्मित्रमापदि सुखे च समक्रियं य-
देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ ६८ ॥

ભાષાંતરઃ--

સંતુષ્ટ તાત કરતો જ સુમાર્ગ ચાલી—
તે પુત્ર, ઇચ્છતી પતિ હિત તેજ વ્હાલી,[1]
રહે મિત્ર દુઃખ-સુખમાં સમભાવ પાળી;
પામે ત્રણે જન જગે નકી પુણ્યશાળી. ૬૮

स्रग्धरावृत्तम्

नम्रत्वेनोन्नमन्तः परगुणकथनैः
स्वान्गुणान्ख्यापयन्तः
स्वार्थान्संपादयन्तो विततपृथुतरारम्भयत्नाःपरार्थे।
क्षान्त्यैवाऽऽक्षेपरूक्षाक्षरमुखरमुखान्दुर्मुखान्दूषयन्तः
सन्तः साश्चर्यचर्या जगति बहुमताः कस्य
नाभ्यर्चनीयाः ॥ ६९ ॥

---

1 પત્નિ.

ભાષાંતરઃ—

ઉંચા નમ્રત્વથી ને પરગુણ કથીને આપના જે પ્રસારે,
 મ્હોટા કૈં કૈં પ્રયત્ને પરહિત કરતાં સ્વાર્થને સાધતા રે,
આપે દોષો ક્ષમાથી કટુ વચન ભર્યા મુખવાળા ખલોને;
 એવા આશ્ચર્યકારી જીવનથી સુજનો પૂજ્ય વિશ્વે ન કોને? ૬૯

## પરોપકાર

वंशस्थवृत्तम्

भवन्ति नम्रास्तरवः फलोद्गमै—
 र्नवाम्बुभिर्भूरिविलम्बिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः
 स्वभाव एवैष परोपकारिणाम् ॥ ७० ॥

ભાષાંતરઃ—

નીચાં તરૂઓ ફળ ફાલવ્યે થતાં,
 નવામ્બુવાળાં[1] ઘન[2] ભૂમિ ઝુકતાં,
ફુલાય કૈં વૈભવથી ન સજ્જનો
 સ્વભાવ એ છે જ પરોપકારીનો. ૭૦

उपजातिवृत्तम्

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन
 दानेन पाणिर्न तु कङ्कणेन ।

---

૧ નવાં જળવાળાં. ૨ વાદળાં.

विभाति कायः करुणापराणां
परोपकारैर्न तु चन्दनेन ॥ ७१ ॥

ભાષાંતરઃ—

કર્ણો સુણ્યે શાસ્ત્ર, ન કુણ્ડલેથી;
દાનેથી હસ્તો, નવ કંકણેથી;
પરોપકારેથી તનુ[1] દયાળુ
શોભે; નહિં ચંદન–લેપવાળું. ૭૧

वसन्ततिलकावृत्तम्

पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटी करोति ।
आपद्गतं च न जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥ ७२ ॥

ભાષાંતરઃ—

પાપોથી વાળો હિત કાર્ય મહિં લગાડે,
છાનું છુપાવે, સઘળા ગુણને ઉઘાડે,
ત્યાગે નહીં વિપતમાં, સમયે જ દે છે
સન્મિત્ર લક્ષણ કહે સહુ સન્ત એ છે. ૭૨

वसन्ततिलकावृत्तम्

पद्माकरं दिनकरो विकचीकरोति
चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।

---

૧ શરીર.

नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥ ७३ ॥

ભાષાંતરઃ—
પદ્મો તણા સમુહ ભાનુ સ્વયં ખિલાવે,
ને ચન્દ્ર પોયણાં[1] પુલો જ્યમ વિકસાવે,
પ્રાર્થ્યા વિના વરસી દે જળ વાદળાંયે;
સન્તો સ્વયં પરહિતે કટિબદ્ધ થાયે. ૭૩

शार्दूलविक्रीडितवृत्तम्

एते सत्पुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यममृतः स्वार्थाविरोधेन ये।
तेऽमी मानवराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

ભાષાંતરઃ—
ત્યાગી સ્વાર્થ પરાર્થ જેહ કરતા તે સજ્જનો માનીએ,
સ્વાર્થો સાથ કરે પરાર્થ નર તે સામાન્ય પિછાનીએ,
ને તે માનવ રાક્ષસો પરહિતો ધ્વંસે હિતે આપના
કિન્તુ વ્યર્થ પરાર્થ નાશ કરતા તે જાણીએ કોણ ના. ૭૪

शार्दूलविक्रीडितवृत्तम्

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः

---

[1] એક પ્રકારનું કમળ.

गन्तुं पावकमुन्मनस्तदभवद्दृष्ट्वा तु मित्रापदं
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥

ભાષાંતરઃ—

દૂધે આત્મગુણો મળ્યે ઉદકને[1] આપ્યા પહેલાં ભળી,
ભાળી તાપ દૂધે, જલે અનલમાં[2] હોમ્યો નિજાત્મા બળી,
જોઇ દુઃખી સખા પડયું પય[3]અરે! અગ્નિ મહીં ઉછળી,
પાછું વારિ મળ્યે શમ્યું; સુજનની મૈત્રી રહે સાંકળી[4] ૭૫

पृथ्वीवृत्तम्

इतः स्वपिति केशवः कुलमितस्तदीयद्विषा—
मितश्च शरणार्थिनां शिखरिणां गणाः शेरते ।
इतोऽपि वडवानलः सह समस्तसंवर्तकै—
रहो विततमूर्जितं भरसहं च सिन्धोर्वपुः ॥७६॥

ભાષાંતરઃ—

અહીં હરિ સુતા, અહીં, અસુર સૌ હરિના અરિ,
અહીં શરણ આવીઆ ગિરિ–ગણો કુલિશે[5] ડરી,
અહીંય વડવાનલ[6] પ્રલય–અગ્નિ સંગે વસે;
અહો! નિધિ વપુ[7] બળી,[8] વિપુલ,[9] ભારગ્રાહી[10] દિસે. ૭૬

---

૧. પાણી. ૨. અગ્નિ. ૩. દૂધ. ૪. સંકળાયેલી, અર્થાત્ પરસ્પર એક બીજાથી ગાઢો સંબંધ ધરાવતી. ૫. વજ્ર. ૬. સમુદ્રની વચમાં રહેલો અગ્નિ જે પૃથ્વીનો પ્રલય કરે છે. ૭. શરીર. ૮. બળવાન. ૯. વિશાળ. ૧૦. ભાર સહન કરવાવાળું.

शार्दूलविक्रीडितवृत्तम्

तृष्णां छिन्धि भज क्षमां जहि मदं पापे रतिं मा कृथाः
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनम् ।
मान्यान्मानय विद्विषोऽप्यनुनय प्रच्छादय स्वान्गुणा-
न्कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां लक्षणम् ॥

ભાષાંતરઃ--

છેદો આશ, ભજો ક્ષમો, મદ[1] તજો, પાપે પ્રીતિ ટાળજો,
બોલો સત્યજ, સાધુ માર્ગ વિચરો, વિદ્વાનને સેવજો,
માનો પૂજ્ય, મનાવો હ્યે અરિ સહુ, ઢાંકો ગુણો આપના,
રક્ષો કીર્તિ, કરો દયા દુખી પરે, એ લક્ષણો સન્તના. ૭૭

मालिनीवृत्तम्

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

ભાષાંતરઃ--

મન-વચન-શરીરે પુણ્ય પીયૂષ[2]વન્તા,
ત્રિભુવન ઉપકારે રાજી જેઓ કરન્તા,
પરગુણ અણુઓને દાખીને અદ્રિ[3] જેવા,
મન મહિં ખુશ થાતા સન્ત છે કો'ક એવા. ૭૮

---

૧. અભિમાન. ૨. અમૃત. ૩. પર્વત.

वसन्ततिलकावृत्तम्

किं तेन हेमगिरिणा रजताद्रिणा वा
यत्राश्रिताश्च तरवस्त वस्त एव।
मन्यामहे मलयमेव यदाश्रयेण
कङ्कोलनिम्बकुटजान्यपिचन्दनाः स्युः ॥ ७९ ॥

ભાષાંતરઃ—

શું તે સુવર્ણગિરિએ[1] રજતાદ્રિએ[2] વા
જે આશ્રયે તરૂ બધાં તરૂ છે જ તેવાં.
મ્હોટો ગણું મલય[3] ચન્દનવત્ બને જ્યાં
કંકોલ[4]-નીમ[5]-કુટજા[6]દિય વૃક્ષ જે ત્યાં. ૭૯

ધૈર્ય પ્રશંસા

उपजातिवृत्तम्

रत्नैर्महार्हैस्तुतुषुर्न देवा
न भेजिरे भीमविषेण भीतिम्।
सुधां विना न प्रययुर्विरामं
न निश्चितार्थाद्विरमन्ति धीराः ॥ ८० ॥

ભાષાંતરઃ—

સંતોષ પામ્યા સુર[7] રત્નથી ના,
વિષેથકી તે ન જરાય બીહ્ના,

---

૧. હિમાલય. ૨. કૈલાસ. ૩. મલયાચલ. ૪. ચણોઠી. ૫. લીમડો. ૬. ઈન્દ્રયવ. ૭. દેવતા.

સુધા વિના કૈં ન લીધો વિરામ;
છોડે ન ધાર્યાં ધીર[1] કોઇ કામ. ૮૦

शिखरिणीवृत्तम्

क्वचिद्भूमौ शायी क्वचिदपि च पर्यङ्कशयनः
क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः।
क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो
मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम्।

ભાષાંતરઃ—

સુવે ભૂમિ માથે, કદિ શયન પર્યંક ઉપરે,
કદિ શાકો[2] ખાયે, કદિ સુમધુરાં ભોજન કરે,
કદિ ફાટચાં વસ્ત્રો, કદિય વસનો[3] સુંદર ધરે;
મનસ્વી કાર્યાર્થી દુખ–સુખ ગણે ના કૈં અરે! ૮૧

शार्दूलविक्रीडितवृत्तम्

ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः।
अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम्॥८२॥

---

૧. ધૈર્યશાળી પુરૂષ. ૨. ફળો. ૩. કપડાં.

ભાષાંતરઃ—

વાણી-સંયમ શૌર્યનું ભૂષણ છે, સૌજન્ય[1] ઐશ્વર્યનું,
શાંતિ જ્ઞાનનું, શાસ્ત્રનું વિનય ને છે ક્ષાંતિ[2] સામર્થ્યનું,
પાત્રે દાન શ્રીનું[3] અક્રોધ તપનું, નિર્વ્યાજતા[4] ધર્મનું;
મ્હોટું છે રૂપ શીલ, કારણ સદા જે છે ગુણો સર્વનું. ૮૨

वसन्ततिलकावृत्तम्

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥८३॥

ભાષાંતરઃ—

નિંદેય વા સ્તુતિ કરે નર નીતિશાલી,
લક્ષ્મી મળે અગર જાય યથેચ્છ[5] ચાલી,
અદ્યૈવ હો મરણ વા યુગ અન્યમાંય;
ચુકે ન ન્યાયપથથી પગ ધીર[6] ક્યાંય. ૮૩

शार्दूलविक्रीडितवृत्तम्

भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा
कृत्वाऽऽखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः।

---

૧. સજ્જનતા. ૨. ક્ષમા. ૩. દ્રવ્યનું. ૪. નિષ્કપટપણું. ૫. ઇચ્છા પ્રમાણે. ૬. ધૈર્યશાળી પુરૂષ.

तृप्तस्तत्पिशितेन सत्वरम गौ तेनैव यातः पथा
लोकाः पश्यत दैवमेव हि नृणां वृद्धो क्षये कारणम्।

**ભાષાંતર:—**

આશાભંગ કરંડમાં દુખો ફણી નિઃસત્વ ભૂખ્યો થયો,
રાત્રે કાપી કરંડ મૂષક[1] સ્વયં તેને જ મુખે ગયો.
તેના માંસથી સર્પ તૃપ્ત થઇને તે માર્ગથી નિસર્યો;
જૂઓ, કારણુ દૈવ માત્ર નરની વૃદ્ધિ–ક્ષયે છે નરો[2] ! ૮૪

अनुष्टुभ्वृत्तम्

पातितोऽपि कराघातैरुत्पतत्येव कन्दुकः ।
प्रायेण साधुवृत्तानामस्थायिन्यो विपत्तयः ।८५।

**ભાષાંતર:—**

પડી ઉડે દડો પાછો પછાડયો જ્યમ હાથથી,
તેમ સન્માર્ગીને માથે વિપત્તિ ટકતી નથી. ૮૫

अनुष्टुभ्वृत्तम्

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वा यं नावसीदति ।८६।

**ભાષાંતર:—**

આલસ્ય છે મહાશત્રુ, મનુષ્ય શરીરે સદા;
ના ઉદ્યમ સમો બન્ધુ, કીધે ના દુઃખ છે કદા. ૮૬

---

૧. ઉંદર. ૨. હે લોકો !

आर्या

छिन्नोऽपि रोहति तरुः क्षीणोऽप्युपचीयते पुनश्चन्द्रः ।
इति विमृशन्तः सन्तः सन्तप्यन्ते न विप्लुता लोके

ભાષાંતરઃ—

કાપ્યું તરૂ ફરી ઉગે, ક્ષીણ થયેલો વધે શશિ ફરીને;
દુઃખ ધરે ન વિપતમાં સન્ત જગે એ વિચારીને. ૮૭

દૈવ-પ્રશંસા

शार्दूलविक्रीडितवृत्तम्

नेता यस्य ब्रहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः
स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः ।
इत्यैश्वर्यबलान्वितोऽपि वलभिद्भग्नः परैः संगरे
तद्व्यक्तं वरमेव दैवशरणं धिग्धिग्वृथा पौरुषम् ॥

ભાષાંતરઃ—

નેતા[1] છે ગુરૂ, વજ્ર આયુધ વડું, યોદ્ધા બધા દેવતા
છે ઐરાવત હસ્તિ, સ્વર્ગ ગઢ ને વિષ્ણુ તણી સ્હાયતા;
એ ઐશ્વર્ય-બલેય ઈન્દ્ર અરિથી હાર્યો રણે સર્વથા.
સાચું દૈવનું શર્ણ એક, સઘળા-ધિક્કાર-યત્નો વૃથા. ૮૮

अनुष्टुभ्वृत्तम्

कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।
तथापि सुधिया भाव्यं सुविचार्यैव कुर्वता ॥८९॥

---

૧. સેનાપતિ.

ભાષાંતરઃ—

કર્માધીન ફળો સૌ છે, બુદ્ધિ કર્મ અનુસરે;
તોયે બુદ્ધિ વડે શોચી કર્તવ્યો કરવાં નરે. ૮૯

शार्दूलविक्रीडितवृत्तम्

खल्वाटो दिवसेश्वरस्य किरणैः सन्तापितो मस्तके
वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः।
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः॥

ભાષાંતરઃ—

ટાલીઓ[1] તપોને રવિ કિરણથી સંતપ્ત શિરે બની,
છાંયાળું ચહી સ્થાન તે વિધિવશાત નીચે ગયો તાડની[2];
ત્યાં ફૂટયું શિર તે તણું ફળ પડી મ્હોટો ભડાકો થઇ.
જ્યાં જાયે નર ભાગ્યહિન વિપતિ આગે ઉભે ત્યાં જઇ. ૯૦

द्रुतविलंबितवृत्तम्

शशिदिवाकरयोर्ग्रहपीडनम्
गजभुजंगमयोरपि बन्धनम् ।
मतिमतां च विलोक्य दरिद्रताम्
विधिरहो बलवानिति मे मतिः॥९१॥

---

૧. શિર ઉપર ટાલ પડેલ માણુસ. ૨. તાડ વૃક્ષની.

**ભાષાંતરઃ—**

શશિ[1]–દિવાકરનાં[2] ગ્રહ પીડનો,
ગજ–ભુજંગ તણાં વળી બંધનો,
સુમતિમાનની[3] જોઈ દરિદ્રતા;
વિધિ મહા બળી એ મમ માન્યતા. ૯૧

**द्रुतविलंबितवृत्तम्**

**सृजति तावदशेषगुणाकरं**
**पुरुषरत्नमलङ्करणं भुवः।**
**तदपि तत्क्षणभङ्गि करोति चे-**
**दहह कष्टमपण्डितता विधेः ॥ ९२॥**

**ભાષાંતરઃ—**

પ્રથમ ગુણની ખાણ સૂજે અને
પૃથિવિ–ભૂષણ તો નર–રત્નને;
પછી યદિ ક્ષણભંગુર તે કરે,
અરરરે ! વિધિ મૂર્ખ દિસે ખરે ! ૯૨

**शार्दूलविक्रीडितवृत्तम्**

**पत्रं नैव यदा करीरविटपे दोषो वसन्तस्य किम्**
**नोलूकोप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम्।**
**धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणम्**
**यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कःक्षमः॥**

---

૧. ચંદ્ર ૨. સુર્યનાં ૩. બુદ્ધિમાનની.

ભાષાંતરઃ—

શો છે દોષ વસન્તને કરીરના[1] વૃક્ષે ન પત્રો ફળે,
ભાળે ના દિવસે ઉલૂક[2], રવિનો તો દોષ કયો નીકળે,
જાયે ના જલધાર ચાતક મુખે, ત્યાં મેઘનું[3] શું વળે,
પૂર્વે લેખ લખ્યા લલાટ વિધિએ, ટાળ્યા ન કો'થી ટળે ૯૩

शिखरिणीवृत्तम्

नमस्यामो दे[illegible]ान्न तु [illegible]तविधेस्तेऽपि वशगा
विधिर्वन्द्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः ।
फलं कर्मायत्तं किममरगणैः किंच विधिना
नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ।९४।

કર્મપ્રશંસા.

નમું છું દેવોને પણ વશ રહે તે વિધિ તણા,
વિધિને તો વન્દું નિયત ફલ દે તે કરમનાં,
ફલો કર્માધીને સુર–વિધિ તણું કામ પછી શું ?
નમું તે કર્મોને વિધિ–બળ ન જે ઉપર કશું. ૯૪

शार्दूलविक्रीडितवृत्तम्

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे
विष्णुर्येन द[illegible]ावतारगहने क्षिप्तो म[illegible]संकटे ।

---

૧. કેરડાના, ૨. ઘૂવડ ૩. વરસાદનું.

रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारितः
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे।

ભાષાંતરઃ—

જેણે વિધિ મૂકયો બ્રહ્માંડ ઉદરે કુંભારના કામમાં,
વિષ્ણુનેય દશાવતાર ગ્રહવા નાંખ્યો મહા-દુઃખમાં,
હાથે ખોપરી દૈ ભિખારી શિવને જેણે કર્યો છે અહો!
ને વ્યોમે[1] ભમવા મૂકયો અરૂણ[2] તે કર્મે નમસ્કાર હો. ૯૫

वसन्ततिलकावृत्तम्

नैवाकृतिः फलति नैव कुलं न शीलं
विद्यापि नैव न च यत्नकृतापि सेवा।
भाग्यानि पूर्वतपसा खलु संचितानि
काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः।९६।

ભાષાંતરઃ—

ના કૈં ફળે કુલ અને શીલ, આકૃતિયે,
વિદ્યા ન સેવ બહુ યત્ન વડે કરિયે;
પૂર્વે કર્યા તપથી સંચિત ભાગ્ય જે છે
વૃક્ષો સમાન નરને સમયે ફળે છે. ૯૬

उपजातिवृत्तम्

वने रणे शत्रुजलाग्निमध्ये
महार्णवे पर्वतमस्तके वा।

---

૧. આકાશમાં. ૨. સૂર્ય.

सुप्तं प्रमत्तं विषमास्थितं वा
रक्षन्ति पुण्यानि पुरा कृतानि ॥९७॥

ભાષાંતરઃ—

વને, રણે[1], પાવક[2], પાણી સંગે,
શત્રુ, મહાબ્ધિ[3] મહિં અદ્રિ-શ્રૃંગે,[4]
પ્રમત્ત[5], સુતા[6], દુઃખમાં ફસેલા;
રક્ષેજ પુણ્યો પુરવે કરેલાં. ૯૭

शार्दूलविक्रीडितवृत्तम्

या साधूंश्च खलान्करोति विदुषो मुर्खान्हितान्द्वेषिणः
प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ।
तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वांछितं
हे साधो व्यसनैर्गुणेषु विपुलेष्वास्थां वृथा मा कृथाः ॥

ભાષાંતરઃ—

જે સાધુ ખલને, હિતેચ્છુ અરિને, વિદ્વાન્ કરે મૂર્ખને,
ને તત્કાળ પીયૂષ[7] તીવ્ર વિષને, પ્રત્યક્ષ અદૃષ્ટને;
ઇચ્છેલાં ફળ ભોગવા ભગવતી તે સત્ક્રિયાને ભજો
હે સાધુ ! ન બીજા અનેક ગુણમાં આસ્થા વૃથા રાખજો. ૯૮

---

૧. યુદ્ધમાં ૨. અગ્નિ ૩. મ્હોટા સમુદ્ર, ૪ પર્વતના શિખરે ૫. ઘેનમાં પડેલા ૬. નિદ્રા કરતા. ૭. અમૃત.

मालिनीवृत्तम्

गुणवदगुणवद्वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥९९॥

भाषांतरः—

ગુણી વ અગુણી કાર્યો આદર્યા પૂર્વ કો'ચે
મન થકી પરિણામો શોચવાં પંડિતોયે;
મરણ સુધી, ફળો જે શીઘ્ર કર્મો કર્યાથી,
હૃદય મહિં ખુચે છે શલ્ય જેવી પીડાથી. ૯૯

स्रग्धरावृत्तम्

स्थाल्यां वैदूर्यमय्यां पचति तिलखणांश्चंदनैरिंधनाद्यैः
सौवर्णैर्लांगलाग्रैर्विलिखति वसुधामर्कमूलस्य हेतोः ।
छित्वा कर्पूरखंडान्वृतिमिह कुरुते कोद्रवाणां समंता-
त्प्राप्येमां कर्मभूमिंनचरति मनुजो यस्तपो मन्दभाग्यः

भाषांतरः—

બાળી તે ચન્દનોનાં બળતણ, તલને રત્ન-પાત્રે પકાવે,
સોના કેરૂં કરીને હળ વસુમતીને[1] આંકડા ખેડી વાવે,

1. ભૂમિને.

ને બાંધે કોદરાને કપુર તરૂ તણી વાડ ચારે દિશાએ;
જે પામી કર્મ-ભૂ[1] આ જપ-તપ કરતો મન્દભાગી ન કાંએ૧૦૦

शार्दूलविक्रीडितवृत्तम्

मज्जत्वम्भासि यातु मेरु शिखरं शत्रुञ्जयत्वा ऽवे
वाणिज्यं कृषिसेवनादिसकला विद्याःकलाःशिक्षतु ।
आकाशं विपुलं प्रयातु खगवत्कृत्वा प्रयत्न परं
नाभाव्यं भवतीह भाग्यवशतो भाव्यस्य नाशःकुतः ॥

ભાષાંતરઃ—
બૂડે સાગરમાં, ચ્હડે ગિરિ શિરે, જીતે રિપુને રણે,
સેવા, ખેતી, વણિજ—કર્મ કરી સૌ વિદ્યા કલાદિ ભણે,
પક્ષી જેમ અરે પ્રચંડ ગગને ઉડે પ્રયત્ને ઘણે;
ના થાવું નવ થાય, નાશ ન થશે, થાવા તણો કો' ક્ષણે ૧૦૧

वसन्ततिलकावृत्तम्

भीमं वनं भवति तस्य पुरं प्रधानं
सर्वो जनः सुजनतामुपयाति तस्य ।
कृत्स्ना च भूर्भवति सन्निधि रत्न पूर्णा
यस्याऽस्ति पूर्व सुकृतं विपुलं नरस्य ॥१०२॥

ભાષાંતરઃ—
થાયે ભયંકર વનો નગરો અનેરાં,
સર્વે જનો સ્વજન થાયજ તેહ કેરાં,

---

૧. ભૂમિ.

આખી ધરા[1] રતનને નિધિ પૂર્ણ થાય;
પૂર્વે કર્યાં સુકૃત હોય નરે ઘણુંય. ૧૦૨

## शार्दूलविक्रीडितवृत्तम्

को लाभो गुणिसंगमः किमसुखं प्राज्ञेतरैः संगतिः
का हानिः समयच्युतिर्निपुणता का धर्मतत्त्वे रतिः
कः शूरो विजितेन्द्रियः प्रियतमा काऽनुव्रता किं धनं
विद्या किं सुखमप्रवासगमनं राज्यं किमाज्ञाफलम्।

ભાષાંતરઃ—

શો છે લાભ? ગુણજ્ઞ સંગ; દુઃખ શું? મૂર્ખો તણી સંગતિ;
શી હાનિ? તક ખોવી તે; નિપુણતા[2] શી? ધર્મ માંહિ રતિ[3];
કયો છે શૂર? જીતેંદ્રિય; પ્રિયતમા? આજ્ઞાવતી; શ્રી[4] કઈ?
વિદ્યા; રાજ્ય? ફળે નિદેશ[5]; સુખ શું? જાવું પ્રવાસે નહિ. ૧૦૩

## अनुष्टुभ्वृत्तम्

मालतीकुसुमस्येव द्वे गतीह मनस्विनः।
मूर्ध्नि वा सर्वलोकस्य शीर्यते वन एव वा ।१०४।

ભાષાંતરઃ—

માલતી પુષ્પવત્ બે ય મનસ્વીની ગતિ થશે;
ચ્હડે સર્વજનો શિરે કે વનમાં રહી સુકશે. ૧૦૪

---

૧. ભૂમિ. ૨. કુશળતા, ૩. પ્રેમ. ૪. લક્ષ્મી. ૫. આજ્ઞા.

आर्या

अप्रियवचनदरिद्रैः प्रियवचनाढ्यैः स्वदारपरितुष्टैः ।
परपरिवादनिवृत्तैः क्वचित्क्वचिन्मण्डिता वसुधा ॥

ભાષાંતરઃ—

અપ્રિય વચન દરિદ્રી, પ્રિયના ધની,[1] પરિતુષ્ટ[2] સ્રીમાં, ને
પરનિન્દાથી અળગા; શોભાવે કાહું કહિં ધરાને.[3] ૧૦૫

उपजातिवृत्तम्

कदर्थितस्याऽपि हि धैर्यवृत्ते-
र्न शक्यते धैर्यगुणः प्रमार्ष्टुम् ।
अधोमुखस्याऽपि कृतस्य वह्ने-
र्नाधः शिखा याति कदाचिदेव ।१०६।

ભાષાંતરઃ—

દુઃખી ભલે હો ધૃતિશાલી તોયે,
ટાળી શકે ના ધૃતિ તેનો કો'યે;
અગ્નિ–શિખા ઉંધો કર્યા છતાંય
ઉંચી જશે કિંતુ નીચે ન જાય. ૧૦૬

वसन्ततिलकावृत्तम्

कान्ताकटाक्षविशिखा न खनन्ति यस्य
चित्तं न निर्दहति कोपकृशानुतापः ।

૧. ધનાઢય. ૨. સંતુષ્ટ. ૩. ભૂમને.

[illegible]न्ति भूरिविषयाश्च न लोभपाशै-
[illegible]यं जयति [illegible]त्स्नामिदं स धीरः ॥१०७॥

ભાષાંતરઃ—

કાન્તા-કટાક્ષ-શર[1] ચિત્ત વિંધે ન જેનું,
બાળે વળી ન કંઇ કોપ રૂપી કૃશાનુ[2],
એંચે ન લોભ મહિં કૈં વિષયો પ્રચુર[3];
જીતે ત્રિલોક નર તેજ ધીરો જરૂર. ૧૦૭

अनुष्टुभवृत्तम्

[illegible]केनापि हि शूरेण पादा[illegible]न्तं महीतलं ॥
क्रियते भास्करेणैव परिस्फुरित तेजसा ॥१०८॥

ભાષાંતરઃ—

પાદાક્રાન્ત કરે શૂરો એકલોયે વસુમતી[4],
પ્રકાશિત કરે જેમ ભાનુ સ્વકિરણોવતી. ૧૦૮

शार्दूलविक्रीडितवृत्तः

वह्नि[illegible] जलायते जलनिधिः [illegible] तत्क्षणात्
मेरुः स्वल्पशिलायते मृगपतिः सद्यः कुर[illegible]यते ।
[illegible] [illegible]ल्यगुणायते विषरसः पी[illegible]षवर्षायते
य[illegible]ऽखिललोकवल्लभतमं शीलं [illegible] १०९

૧. બાણ, ૨. અગ્નિ. ૩. ઘણા, અનેક. ૪. પૃથ્વિ.

ભાષાંતરઃ—

અગ્નિ વારિ સમો બને, જલનિધિ કુલ્યા[1] સમો થાય છે,
મેરૂ સ્વલ્પ શિલા સમો મૃગપતિ[2] કુરંગ[3] થૈ જાય છે,
સર્પેયે ફુલહાર થાય, વિષ કૈં પીયૂષ જેવું બને;
જે અંગે સહુ લોકનું પ્રિય રહ્યું છે શીલ તે પુર્ષને ૧૦૯

## वसंततिलकावृत्तम्

लज्जागुणौघजननीं जननीमिव स्वा-
त्यन्तशुद्धहृदयाम-नुवर्तमानाम् ।
तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति
सत्यव्रतव्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥११०॥

ભાષાંતરઃ—

લજ્જા રૂપી ગુણૌં પ્રસૂ[4], જનની શૌ પ્યારી,
અત્યની શુદ્ધ મનની, અનુવર્તનારી,
ત્યાગે નહિં જીવ જતાં પણ, તે પ્રતિજ્ઞા;
તેજસ્વૌ, સત્યવ્રતપ્રેમૌ કરી અવજ્ઞા. ૧૧૦




૧. નહેર. ૨. સિંહ. ૩. મૃગ. ૪. માતા.